

## મોતીના દાણા

(પુષ્પઃ ૧૭ મું.)

નું

### એક ચિત્ર

પોપટ મરી ગયો ! નીલમ અને માણેક, લીલુ ને નીલુ, મણિનો કનુ, ચાલાકની ચાલાકી, ચાંદરીયો કુત્તો, ભીખો ભિખારી, વગેરે અત્યંત રસભરી ગૃહજીવનની બાળવાતોનો સંગ્રહ કિંમત આના પાંચ.. ટપાલ ખર્ચ એક આનો.

ગાંડીવ બાલોદ્યાનમાળા
પુષ્પ : : ઓગણીસમું

# કેરીનાં ભજીયાં

લેખક
ઇશ્વરલાલ વીમાવાળા




પ્રગટકર્તા
ગાંડીવ સાહિત્ય મંદિર
૧૮૦–કેળાંપીઠ
સુરત

૦–૩–૦



ચિ૦ ________________ ને
________________ પ્રસંગે
ભેટ

બાળકો હંમેશ કોઇ જુદીજ દુનિયામાં વિહાર કરે છે. એમનાં સપનાં એમની કલ્પનાઓ, એમની આકાંક્ષાઓ કંઇ જુદીજ કંઇ નવીજ હોય છે. બાળકની દુનિયા એટલે નિઃસર્ગની દુનિયા. નિઃસર્ગમાંથી દરેક વસ્તુ ને એ કોઇ અવનવાજ ભાવથી પેખે છે. ઢીંગલાઢીંગલીનાં લગન કરતી વેળા કે ઉંદર, વાઘ, બકરી કોઇપણ પ્રાણીના રમકડાં સાથે રમતી વેળા આ વસ્તુઓ નિર્જીવ છે એવો ખ્યાલ એને નથી હોતો. એને તો સર્વ કાંઈ પોતાના જેવુંજ ચેતનમય, સજીવ લાગે છે. વડર્ઝવર્થને મળેલી પેલી બાલાએ એને નહોતું કહ્યું કે "અમે સાત ભાંડુ છીએ."? એ સાત ભાંડુમાંના એક બે સ્મશાનમાં સુતેલાં, એક બેને રત્નાકરના જળરાશિએ પોતાનામાં સમાવી દીધેલાં—એમ છતાં એને મન તો સર્વ જીવંતજ હતાં.......

એવાં બાળકોને ચરણે આ કલ્પનાસૃષ્ટિની એક વાત મૂકતાં આનંદ થાય છે. નાનાં પ્રાણીઓમાં ઉંદર પોતાની ચપળતા ને રમુજી ધાટઘટ-મથી બાળકને ખાસ આકર્ષે છે. એ ઉંદરડાં બકરા સસલાં કુતરાં સૌની એક દુનિયા કલ્પીને આ વાત લખેલી છે. એની ઘણી ખૂબી એના ચિત્રોમાં પણ છેજ.

આ ચિત્રો માટે સુરતના એક ઉગતા ચિત્રકાર ભાઇ રસિકનું ઋણ સ્વીકારવું ઘટે. એમની કલા ખીલતી આવે છે અને દિન પ્રતિદિન તેમાં સ્પષ્ટ વિકાસ થતો દેખાય છે. જે પ્રેમ અને લાગણીથી તેઓ ગાંડીવ માટે કામ કરે છે, તે વર્ણવ્યાં જાય તેમ નથી. એક દિવસે આખું ગુજરાત એમની કદર કરશે એવી પૂરી શ્રદ્ધા છે.

ન. વી.

ગાંડીવ મુદ્રણાલય ફેલાપીઠ, સુરતમાં છાપીને ગાંડીવ
સાહિત્ય મંદિર માટે નટવરલાલ વીમાવાળાએ
પ્રસિદ્ધ કરી: શ્રાવણ સં. ૧૯૮૪. આવૃત્તિ ૧ લી.



# કેરીનાં ભજીયાં

## ૧ ડાહી દીકરી

ગમુ કરીને એક ઉંદરડી હતી. તે બહુ ડાહી અને હોંશીઆર હતી. રોજ પાટી–ખડીઓ લઇને નિશાળે ભણુવા જાય. ત્યાં માસ્તર સાહેબની પાસે બેસીને ધ્યાન દઇને ભણે. સાંજે ઘેર આવે. પછી માબાપની સેવાચાકરી કરે.

તેનાં માબાપ ઘરડાં થયાં હતાં. તબીયત બરાબર રહે નહિ તેથી તેમનાથી બહાર જવાય અવાય નહિ. એટલે બજારથી કંઈ લાવવું કરવું હોય તો ગમુજ જતી.

વળી તે પોતાની બાને રાંધવામાં તથા ઘરનાં બીજાં કામો કરવામાં મદદ કરતી. નાનકડી ગમુ એના માબાપને ઘણી વહાલી હતી. જે કોઈ કામ કરે, તે તો વહાલું લાગેજ ને ?

## ૨ વરસગાંઠનો દહાડો

રોજ રાંધવાની વખત થાય એટલે ગમુનાં માબાપ એને બજારમાં શાકભાજી લેવા મોકલે. એક દિવસ ગમુની વરસગાંઠ હતી. તે દહાડે ઘરમાં સારી સારી રસોઈ કરવાની હતી. શાકભાજી પણ બેચાર જાતનાં બનાવવાનાં હતાં; ને વળી ભજીયાં બનાવવા માટે કેળાં, રતાળુ વગેરે

પણ લાવવાનાં હતાં. રાયતાં કરવાને કાકડી, કોપરૂં, દરાખ અને કચુંબર માટે કમરખ, જમરૂખ વગેરે પણ લાવવાનાં હતાં.

ગમુ તે દિવસે સવારના પહોરમાં વહેલી ઉઠી. ન્હાઈ ધોઇને માબાપને પગે લાગી. પછી તેની બાએ કહ્યું કે બ્હેન, આજે તારી વરસગાંઠ છે તેથી આપણે સારી સારી રસોઈ કરવાની છે. બોલ આજે શું બનાવીશું ?

ગમુ કહે–શિખંડ, પુરી ને ભજીયાં.

બા કહે કે બહુ સારૂં.

ગમુ કહે–બા, ભજીયાંમાં આપણે થોડાંક કેરીનાં ભજીયાં પણ બનાવીશું ? હમણાં બજારમાં આફુસની કેરી બહુ સારી મળે છે.

એની બા કહે–ત્યારે તું થોડા પૈસાની કેરીઓ પણ લેતી આવજે. અને બીજી બધી ચીજો લાવવાની છે તેને માટે બજારમાં જતાં પહેલાં તું એક ટીપ કરી લે.

ગમુ કહે–વારૂ બા.

### ૩ ખરીદવાની ચીજો

એમ કહીને કાગળ પેન્સીલ લઇને તે ટીપ કરવા બેઠી. એની બા બજારમાંથી લાવવાની બધી ચીજોનાં નામ લખાવતી ગઇ તે પ્રમાણે એ લખતી ગઈ. કાકડી, કોબીજ, કમરખ, કોપરૂં વગેરે. વળી ઘરમાં કેટલાક મસાલા પણ ખલાસ થઈ ગયા હતા; તેથી ગાંધીની દુકાનેથી હળધર, રાઈ, સંચોરો વગેરે પણ લાવવાનાં હતાં. ગમુએ તે બધાંનાં નામો ચોક્કસ લખી લીધાં. ને દરેક ચીજ કેટલા પૈસાની લાવવી તે પણ લખ્યું.



જ્યારે બધી ચીજોનાં નામ લખાઇ રહ્યાં ને મોટી ટીપ

તૈયાર થઇ, ત્યારે ગમુ તે જોઇને બોલી—પણ બા, હું એકલી તે આ બધી ચીજો કેવી રીતે લાવીશ?

ત્યારે એની બાએ કહ્યું કે બ્હેન, તારાથી આ બધું નહિ લવાય તો સાથે ચુંચુંકાકાના મીઠુને તેડતી જજે. તે તને ચીજો લેવા લાગશે. અને વળી જરૂર પડે તો એકાદ મજુર કરી લેજે.



## ૪ બજારમાં ચાલ્યાં

વારૂ બા, એમ કહીને ગમુ તો ચાલી





નીકળી. સાથે તેણે પૈસાની કોથળી ને એક ટોપલી પણ લઇ લીધી. તે ચુંચુંકાકાના ઘર તરફ જવા લાગી. એટલામાં એને કાંઇક સાંભરી આવ્યું. તેથી તે પાછી ફરી. ઘેર આવીને બાને કહેવા લાગી કે બા, હું મીઠુભાઇને સાથે તો લઇ જાઉં, પણ આજે મારી વરસગાંઠને દહાડે આપણે ત્યાં એને જમવાનું નહિ કહેવું જોઇએ?

ત્યારે બાએ કહ્યું કે—હા. બેટા, એ તો હું વિસરીજ ગઇ. સારૂં થયું કે તેં

યાદ કરાવ્યું. તું ચુંચુંકાકાને ઘેર નોંતરૂં દેજે ને મીઠુને તારી સાથેજ જમવાને તેડી લાવજે.

વારૂ—એમ કહીને ગમુ બહાર નીકળી. ચુંચુંકાકાને ઘેર જઇને બારણું ઠોક્યું. તે વેળા ચુંચુંકાકા ઘરમાં ન હતા. પણ ટીલી કાકી હતાં. તેમણે અંદરથી પૂછ્યું કે કોણ છે રે?

ગમુ કહે કે એ તો હું છું.

ટીલી કાકી બારીએ આવ્યાં. ગમુને જોઇ એટલે મ્હોં મલકાવીને કહ્યું કે આવ બ્હેન. એમ કહીને તેમણે નીચે આવીને બારણું ઉઘાડ્યું.

## ૫ મીઠુભાઇને નોંતરૂં.

ગમુએ અંદર જઇને પૂછ્યું કે મીઠુભાઇ ક્યાં છે? ત્યારે કાકીએ જવાબ દીધો કે એ તો એના બાપની સાથે સવારના પહોરમાં ખેતરોમાં ફરવા ગયો છે.

હવે મીઠુના બાપા મોટા જમીનદાર હતા. તેમની પાસે મોટાં મોટાં ખેતરો હતાં. તે ખેતરને નોકરો રાખીને ખેડાવતા. રોજ સવારે પાઘડી લુગડાં પહેરીને ખેતરોની તપાસ કરવા જતા. કોઈ કોઇ વાર તે મીઠુને પણ સાથે લઇ જતા. તે કહેતા કે સવારે ખેતરોમાં ફરવાથી તબીયત સારી રહે છે.

પછી ટીલી કાકીએ ગમુને પૂછ્યું કે કેમ, તારે મીઠુનું શું કામ છે?

ગમુએ જવાબ દીધો કે કાકી, મારે એને બજારમાં સાથે લઈ જવો છે. આજે મારી વરસગાંઠ છેને? તેથી મારી બાએ મીઠુભાઇને અમારે ત્યાં જમવા તેડ્યો છે.

એમ કહીને ગમુએ નોંતરૂં દીધું. અને મીઠુ આવે કે તરત પોતાને ઘેર મોકલવાનું કહીને તે ચાલી નીકળી. તે મનમાં વિમાસણ કરવા લાગી કે—અરે, હવે હું એકલી તે આટલી બધી વસ્તુઓ કેમ કરીને લઈ શકીશ?

## ૬ ખીસકોલી મજુરણ.

આમ વિચાર કરતી કરતી તે બજાર પાસે આવી પહોંચી. ત્યાં રસ્તાની એક બાજુ પર તેણે એક ખીસકોલી મજુરણને બેઠેલી જોઈ. તે ગમુની ઓળખીતી હતી. પોતાનો મોટો ટોપલો ભોંય પર મુકીને તે નિરાંતે પાન ખાતી હતી અને રસ્તે જતા આવતા લોકોમાંથી કોઈ પોતાને મજુરીએ બોલાવે તેની વાટ જોતી હતી. ગમુએ તેને પૂછ્યું કે કેમ અલી,

મજુરીએ આવે છે ?

ખીસકોલી બાઈ કહે—હા રે બ્હેન. હું તો તારીજ વાટ જોતી હતી. એમ કહેતી તે ચપચપ પાનની ચમચી બાંધી દઇને ટોપલો લઇને ઉઠી. તે વખતે એક સસલાભાઈ કોટપાટલૂન પહેરીને ફરવા જવાને તૈયાર થઈ પોતાની બારીમાં ઉભા હતા.



### ૭ બકરાભાઇની દુકાને.

ગમુ તેને લઇને પહેલાં ગાંધીની દુકાને ગઈ. ગાંધી એક બકરાભાઈ હતા. તે જ્યારે નાના હતા ત્યારે એક મદારીના ખેલમાં જતા હતા ને નાની સરખી ડુગડુગી પર ચારે પગે ઉભા રહેવાનો ખેલ કરતા હતા. મોટા થયા પછી તેમણે ગાંધીની દુકાન માંડી; ને એક સસલાને પાંચ રૂપિયાના પગારે નોકરીએ રાખ્યો. પોતે ગાદી તકીએ બેસે અને સસલાભાઇ જે જે ચીજો લાવી આપે તે ત્રાજવા વતી ઘરાકને બરાબર તોળી આપે. ત્રાજવાની દાંડી બરાબર દેખાય તે માટે તેમણે મુંબાઇથી પત્થરના ચશ્મા મંગાવીને પહેરવા માંડ્યા હતા. આથી તેમની દુકાને



સારી ઘરાકી ચાલતી હતી.

ગમુ હંમેશાં બકરાભાઇને ત્યાંથીજ ગાંધીયાણું ખરીદતી. કોપરૂં, હળધ, મરચાં, દરાખ વગેરે વેચાતાં લઇને પડીકાં બંધાવી તેણે ખીસકોલીના ટોપલામાં નંખાવ્યાં. પછી શાકભાજીવાળાને ત્યાંથી કાકડી, કોબીજ દુધી વગેરે લીધાં. રાયતાં માટે કેળાં ને ભજીયાં માટે કેરીઓ પણ લીધી. કચુંબર માટે કમરખ ને જમરૂખ પણ લીધાં. એટલામાં તો ખીસકોલીભાઇનો આખો ટોપલો ભરાઈ ગયો. તે તેનાથી એકલે હાથે માથે ચઢાવાય નહિ. અને હજુ તો બીજી કેટલીક વસ્તુઓ લેવાની બાકી હતી. હવે કેમ કરવું ?

## ૮ મીઠુભાઇ મળી ગયા.

પણ એટલામાં સારે નસીબે મીઠુભાઈ બજારમાં આવતા દેખાયા. તે પોતાના બાપની આંગળી ઝાલીને આવતા હતા. રસ્તામાં ભીડ ઘણી ને મોટરોની દોડાદોડ ચાલે. એક કુતરાભાઇ સિપાઈ તરીકે ઉભા રહીને બધી મોટરને રીતસર ચલાવવાનો હુકમ કરતા હતા. તો પણ કદાચ છુંદાઇ જવાય તો છ મહિનાનો ખાટલો થાય એવી બ્હીકથી મીઠુભાઈ બાપાની આંગળી પકડીને ચાલતા હતા.



ચુંચુંકાકાને જોતાંજ ગમુએ કહ્યું કે કાકા, હું તો હમણાંજ તમારે ઘેર જઈ આવી.

ચુંચુંકાકાએ પૂછ્યું કે કેમ ?

ગમુએ જવાબ દીધો—આજે મારી વરસગાંઠ છે; તેથી મારે ઘેર આજે સારી સારી રસોઇ કરવાની છે. અને મીઠુભાઇને મારે ઘેર જમવાનું છે. તેનું નોતરૂં દેવા હું તમારે ઘેર ગઈ હતી પણ તમે તો મળ્યાજ નહિ. પણ હવે મીઠુભાઇને તમે મારી સાથે મોકલો.

એ સાંભળીને મીઠુ તો રાજી રાજી થઇ ગયો. તે બા-

પની આંગળી ઝાલીને કુદવા લાગ્યો. તે બોલ્યો કે હા. બાપા, મને ગમુ બ્હેનની સાથે મોકલો. આજે હું એને ઘેર જમીશ.

મીઠુની મરજી જોઇને ચુંચુંકાકાએ તેને ગમુને ત્યાં જવાની રજા આપી. તેમણે ખીસકોલીબાઇને માથે ટોપલો ચ- ઢાવી આપ્યો; ને પછી પોતે પોતાના ઘરને રસ્તે પડ્યા. ગમુએ પણ મીઠુની સાથે મળીને કેટલીક વસ્તુઓ ખરીદ કરી. પછી રસ્તે ગમ્મત કરતાં કરતાં બંને ઘેર જવા લાગ્યાં.

**૯ કાણીઓ કબુતર.**

થોડેક દૂર ગયાં એટલે એક કબુત- રનું ઘર આવ્યું. તે કબુતર કાણો હતો. મીઠુભાઇને તેની સાથે દોસ્તી હતી. તેથી તેણે ગ- મુને કહ્યું કે બ્હેન, જરા ઉભી રહે તો. હું કાણીઆ કાકાને મળી લઉં.



ગમુએ પૂછ્યું કે એ વળી કોણ છે?

મીઠુએ જવાબ આપ્યો કે એ તો મારો દોસ્તાર છે. પછી એક આંખ મીં- ચીને કહ્યું કે એક આંખે આમ છે.

આથી ગમુને કાણીઆકાકા કેવા છે તે જોવાનું મન થયું. તેથી ખીસકોલીબા- ઇને થોડી વાર ઉભી રહેવાનું કહીને પોતે મીઠુભાઇની સાથે કબુતરના ઘરમાં જવા લાગી. એટલે ખીસકોલી બોલી કે લે બ્હેન, મારે માથે તો આટલો બધો ભાર છે, ને તું તો મને ઉભી રાખીને રસ્તામાં કોઇના ઘરમાં ચાલી. તે હું ક્યાં સુધી અહીં ઉભી રહું?

એવું સાંભળીને ગમુએ કહ્યું કે ઉભી રહે, બ્હેન, હું તને ટોપલો ઉ- તરાવું છું.

એમ કહીને તેણે મીઠુની સાથે મ- ળીને ટોપલો ઉતરા- વ્યો. એટલે ખીસ- કોલીબાઈ પાછાં ચમચી છોડીને પાન

ખાવા બેઠાં. તે પાનનાં બહુ શોખીન હતાં.

બીજી તરફ ગમુ ને મીઠુ કાણીઆ કાકાના ઘરમાં ગયાં. તે વખતે કબુતર અને તેની વહુ કબુતરી ઘરના દિવાનખાનામાં લખોટે રમતાં હતાં. વચમાં એક આંચ પાડી હતી; ને કાણીઆ કાકા એક લખોટાને પગ વડે ટક્કર મારીને આંચમાં નાંખતા હતા. તેજ વખતે આ બે જણાં ત્યાં જઇ ચઢ્યાં.

મીઠુ ને ગમુને અચાનક આવી પહોંચેલાં જોઇને પેલાંઓ શરમાઇ ગયાં. તેમણે લખોટા એક કબાટની તળે ગબડાવી દીધા; ને પછી મીઠુને પૂછ્યું કે કેમ મીઠુભાઈ, મઝામાં છે ને?

મીઠુએ કહ્યું કે હા.

કબુતર કહે—આ સાથે આવી છે તે કોણ છે વળી?

મીઠુ કહે—એ તો મારી પિત્રાઈ બ્હેન છે. આજે એની વરસગાંઠ છે તેથી હું એને ઘેર જમવા જાઉં છું. આજે એને ઘેર સારી સારી રસોઇ થવાની છે; ને કેરીનાં ભજીયાં પણ થવાનાં છે.

## ૧૦. ભજીયાંનો શોખ

હવે વાત એમ હતી કે આ કાણીઆ કબુતરને અને તેની વહુ કબુતરી કાકીને ભજીયાં ખાવાનો બહુજ શોખ. તેમાં પણ કેરીનાં ભજીયાંનું નામ સાંભળે એટલે તો એનાથી રહેવાયજ નહિ. પોતે તો ગરીબ રહ્યાં એટલે કાંઇ રોજ ભજીયાં રાંધીને ખવાય નહિ. તેથી બીજા લોકોને ત્યાં ભજીયાં કર્યાં હોય તેની ખબર પડે કે છાનામાનાં તેની બારીએથી ઘરમાં ઘુસી જાય અને પેલા માણસોને ખબર પડે નહિ એવી રીતે ભંડારિયામાંથી ભજીયાં ચોરીને ખાય. એવી તેમને ખરાબ ટેવ હતી.

મીઠુની વાત સાંભળીને કાણીઆ કબુતરના અને તેની વહુના મ્હોંમાંથી પાણી છૂટવા લાગ્યું. કાણીઆએ મીઠુને કહ્યું કે મને તારી સાથે ભજીયાં ખાવા લઇ જા.

એટલે તેની કબુતરી બોલી કે તમે એકલા શાના જાઓ? હું પણ સાથે આવવાની.

## ૧૧. દાઢ સળકી

આ પ્રમાણે તેઓ વગર નોંતરે જમવા જવાને તૈયાર થઇ ગયાં. પણ મીઠુએ કહ્યું કે મારાથી તમને પારકે ઘેર જમવા તેડી જવાય નહિ. મારે પોતાને ઘેર હોત તો જુદી વાત હતી.

ત્યારે પેલાં કબુતરાંઓએ ગમુને કહ્યું

કે અમને તારે ઘેર ભજીયાં ખાવા તેડી જા.

એ સાંભળીને ગમુ તો ગભરાઇ. એનાથી બાને પૂછ્યા વગર કોઈ અજાણ્યા માણસને નોંતરૂં કેમ દેવાય? કદાચ દે, ને ખાવાનું ખુટી પડે તો કેવી ફજેતી થાય! એવો વિચાર કરીને તેણે કહ્યું કે મારી બાને પૂછીને હું તમને નોંતરૂં દઈ જઇશ.

ત્યારે કબુતરી કાકીએ પૂછ્યું કે તારી બા ના કહેશે તો?

તો હું નહિ આવું વળી—એમ ગમુએ જવાબ દીધો.

તે સાંભળીને કબુતર બોલ્યો—ત્યારે શું હું ભજીયાં ખાધા વગર રહી જાઉં? ને તે પણ વળી કેરીનાં ભજીયાં!

કબુતરી પણ બોલી કે જો, મોટી માને પૂછવાવાળી આવી છે તે! અમને નહિ ઓળખતી હોય, જાણે!

એમ કહી કબુતરે અને કબુતરીએ એક બીજાની સામે જોઇને આંખમીચાં-મણાં કર્યાં, અને કંઇક છાની છાની સંતલસ કરી. તે જોઇને ગમુને અને મીઠુને બહુ માઠું લાગ્યું. તેઓ બીજી વધારે વાત કરવા ઉભા રહ્યાં નહિ ને તરતજ સાહેબસલાંમ કરીને ઘર બહાર નીકળી પડયાં.

## ૧૨. ઘેર આવી પહોંચ્યાં

બહાર ખીસકોલીબાઈ રસ્તાની એક બાજુએ બેસીને પાન ચાવતાં હતાં. તે ગમુને જોઇને તરતજ બોલી ઉઠયાં લે બેન, તું તે મને કેટલીક બધી ખોટી કરે છે. તારી બે સવાકાની મજુરીમાં મારો કેટલો બધો વખત ગયો!

ગમુએ કાંઇ જવાબ આપ્યો નહિ. પણ મીઠુની સાથે મળી મજુરણના માથા પર ટોપલો ચઢાવ્યો અને સૌ ઘરને રસ્તે પડયાં.

ઘેર આવીને ગમુએ ટોપલો ઉતરાવી મજુરણને મજુરી આપી વિદાય કરી. તેની બાએ બધી વસ્તુઓ જોઇ; ને સારી આણેલી હતી તેથી રાજી થઈ. પછી મા દીકરી રાંધવા બેઠાં અને મીઠુ ગમુના બાપાની સાથે વાતે વળગ્યો.

જ્યારે બધી રસોઈ તૈયાર થઈ ત્યારે ગમુએ પાટલા ગોઠવ્યા. મીઠુ અને બાપાએ અબોટિયાં પહેર્યાં અને હાથપગ ધોઇ સૌ જમવા બેઠાં. ગમુની બા તેમને પીરસવા લાગી. તે ભજીયાં તળતી જાય અને સાથે પીરસતી પણ જાય. ઉનાં ઉનાં ભજીયાં ખાવાની સૌને ઘણી મઝા પડી.

## ૧૩. ઘોલમાં કબૂતર

હવે એવું બન્યું કે ભજીયાં તળવા માટે જે કેરીઓ આણેલી હતી તેમાંથી એક વધી હતી. તે ગમુની બાએ ચૂલા પરની અભરાઇ પર મૂકી હતી. જ્યારે બધાં ખાતાં હતાં ત્યારે ઘરની એક બારીમાંથી બે કબુતર ઉડતાં ઉડતાં આવી પહોંચ્યા; ને એક કબાટના મથાળા પર બેઠાં.

તેમને જોઇને મીઠુ અને ગમુ તરતજ ઓળખી ગયાં કે આ કબુતર તો આપણે ત્યાં ભજીયાં ખાવા આવ્યાં છે.

ત્યારે ગમુની બાએ કહ્યું કે—ઓહો! કબુતરાંને તે વળી ભજીયાં ખાવાનો શોખ કેવો?

પેલું કાણીયું કબુતર તો કબાટના મથાળા પર બેસીને બોલવા લાગ્યું કે આજે ગમુ બહેનની વરસગાંઠ છે. આજે ભજીયાં ને રાયતાં કરેલાં છે. મને ભજીયાં આપો, ભજીયાં આપો. આજે ગમુની વરસગાંઠ છે.



પણ તેને કોઇએ દાદ આપી નહિ. એટલે તે બરાડા પાડીને બોલવા લાગ્યું. તેની વહુ કબુતરી કાકી પણ બોલવા લાગી કે—અમને ભજીયાં આપો, ભજીયાં આપો. આજે ગમુની વરસગાંઠ છે. અમને ભજીયાં આપો.

બેઉ જણાં બને તેટલે મોટેથી બરાડા પાડીને બોલવા લાગ્યાં. તે જોઇને ગમુના બાપાને બહુજ ચીઢ ચઢી. ગમુની બાને કહ્યું કે પહેલાં આ કબુતરાંને હાંકી કાઢ.

## ૧૪. કબુતરાંની ઉડાઉડ

ગમુની બાએ એક લાંબી ઝાડુ લીધી અને તે કબુતરોને ઉરાડવા લાગી. કબુતરો આમથી આમ ઉડે, કબાટ પરથી શીકે બેસે, શીકેથી ડામચીએ, ડામચીએથી ઉડીને ટોલ્લા પર, ને ટોલ્લા પરથી ઉડીને પાછા

અભરાઈ પર બેસે; પણ કેમે કર્યાં ઘરની બ્હાર તો જાયજ નહિ. જ્યાં બેસે ત્યાંથી તે ખરાડા પાડીને બોલે કે અમને ભજીયાં આપો, ભજીયાં આપો. આજે તો ગમુ બ્હેનની વરસગાંઠ છે. અમને ભજીયાં આપો.

એમ કરતાં કરતાં આમથી તેમ ઉડતાં ઉડતાં એક વાર તો કાણીઆ કાકા છેક રાંધેલી રસોઇની પાસે આવીને બેઠા; ને ભજીયાં ખાવા લાગ્યા. તેની વહુ કબુતરી ચૂલા પરથી અભરાઇ ઉપર જઇને બેઠી હતી.





## ૧૫. કેરી ગબડી

ગમુની બાએ તેના તરફ ઝાડુ ઉગામી એટલે તે ઉડી. ઉડતાંની સાથે તેની પાંખનો ફફડાટો થયો. તેને લીધે પેલી કેરી જે અભરાઇ પર મૂકી હતી તે ગબડી ને બરાબર ચૂલાની ઉપરના પેણામાંજ પડી. ઉકળતાં તેલમાં ઉંચેથી કેરી પડતાં તેના છાંટા ચોતરફ ઉડ્યા. પેલા કાણીયા કાકા ભજીયાં ખાવા સોડમાં ભરાયા હતા તેમની દેખતી આંખમાં ગરમાગરમ તેલ પડયું તેથી તેને પણ ઇજા ઘણી થઈ.

ગભરાટમાં ને ગભરાટમાં તે ઉડયો અને થોડા ફાંફા મારીને બારી બહાર નીકળી ગયો. તેની પાછળ તેની કબુતરી પણ ધાસ્તીની મારી નાસવા ગઈ. નાસતાં નાસતાં તેને બારીને મથાળે જડેલી ખીલી વાગી. ને લોહી પણ નીકળ્યું. છતાં તે પાછું વળીને જોવા પણ ન રહી.

પછી ગગુ અને મીઠુએ મીજબાની ઘણા આનંદથી ઉડાવી.



## ૧૬. છેવટ

બીજે દિવસે મીઠુએ કબુતરને ત્યાં જઈને તપાસ કરી તો ખબર પડી કે કાણીઆકાકા તો ઘેર આવતાં રસ્તો ન સુઝવાથી ઝાડના થડ સાથે અથડાઈને તમ્મર ખાઇ પડી ગયા હતા. કબુતરી કાકી મહા મહેનતે તેમને ઉપાડીને ઘેર લાવ્યાં હતાં; અને પથારીમાં સુવાડી ચાકરી કરતાં હતાં. કેરીનાં ભજીયાં ખાવાનો ચટકો કરવાનું તેને એ ફળ મળ્યું.

ઉંદર મામા પહેરે જામા માણસ જેવાં કરતા કામ
રાંધે, વાંચે, ખેતર ખેડે ચીજો લાવે આપી દામ;
એવી આ ગમ્મતની વાત
વાંચી ખૂબ થયા રળીયાત

ગાંડીવ બાલોદ્યાનમાળા: પુષ્પ સાતમું

# બાળવિહાર (૧)

આ ચોપડી ખાસ વખણાઇ છે અને તેની બીજી આવૃત્તિ પણ બહાર પડી છે. એમાં વિજ્ઞાનના નિયમોને લગતી સરસ રસમય કથાઓ ચિત્રો સાથે આપેલી છે. બાળક જે હજારો સવાલો પૂછે છે તેના જવાબ એમાંથી મળી શકશે. દાખલા તરીકે સૂરજ કેમ બળે છે, પૃથ્વી કેમ ફરે છે, ઘી પાણી કરતાં હલકું કેમ, છાપખાનામાં કેમ છપાય છે, બલુન કેમ ઉડે છે, ભમરડો, કનકવો, વગેરે વગેરે અનેક સિદ્ધાંતોની રસભર ગુંથણી કરવામાં આવી છે અને તેર ચૌદ વરસની ઉમ્મરનું એક પણ બાળક એ વાંચ્યા વિના ન રહે. એને વિજ્ઞાનનો શોખ જાગશે, કુદરતની લીલા સમજાશે, દુનિયામાં આગળ ધપવાની તાલાવેલી લાગશે. ૭ સાત ચિત્રો અને બોર્ડ પટીનું મજબૂત પુંઠું રાખ્યું છે. કિંમત ૦–૧૨–૦ ટ. ખ. જુદું.

અનેક પત્રોએ વિદ્વાનોએ, લેખકોએ, અને બાળ સાહિત્યના વિવેચકોએ એને વખાણેલું છે. વડોદરા રાજ્યમાં તેમજ સરકારી કેળવણી ખાતાએ ઇનામ વગેરે માટે એને મંજુર કરેલું છે. ઇનામમાં આપવા માટે એવી ઉત્તમ ચોપડી બીજી જૂજ હશે.

ગાંડીવ બાલોદ્યાનમાળાઃ પુષ્પ ૧૬ મું

# બાળવિહાર (૨)

ઉપલાજ ધોરણ પર આ બીજો ભાગ તૈયાર કરવામાં આવ્યો છે. એમાં ફોનોગ્રાફ, હારમોનિયમ, પાણીના નળ, જાદુના ખેલ, ફુવારા, રમત વિગેરેની કરામતો સમજાવવામાં આવી છે. બાળકને એમાં ખૂબ રસ પડશે. કિંમત માત્ર ૭ આના રાખી છે. ટ. ખ. જુદું.

ગાંડીવ બાલોદ્યાનમાળાઃ પુષ્પ ત્રીજું

# બિરબલનો બન્ધુ

અકબર અને બીરબલની દરબારી વાતો તો ઘણાયે સાંભળી છે ને દર વરસે હલકી ભારે ચોપડીઓને સ્વરૂપે તેની લાખો નકલો ખપે છે. એ બિરબલનાજ ભાઈ કહેવડાવવાને લાયક રાયા અને અપ્પા નામના બે દરબારીઓ આંધ્ર દેશમાં થઇ ગયા. તેઓના હાજરજવાબીપણાની, યુક્તિ ચતુરાઈની અને જાતજાતનાં પરાક્રમોની વાતો મશહૂર છે. મદ્રાસ ઇલાકામાં એક પણ ઘર નહિ હોય, જ્યાં આ વાતો વંચાતી નહિ હોય. ગુજરાતમાં તે પહેલીજ વાર આમ બહાર પડે છે. અને વળી તેને સચિત્ર પણ બનાવેલ છે. કેટલીક વાતો એવી છે કે તે વાંચીને હસતાં હસતાં પેટ દુઃખવા આવશે. બાળકોની બુદ્ધિની ખીલાવટ માટે આ ચોપડી અનુપમ છે. કિં. ૦-૮-૦. ટ. ખ. જુદું.



# બકુલ

( પુષ્પ બીજું )

નું

એક ચિત્ર

ધોકો, ગુલપરી, અજબ ચોર, સમ-
ડીનો માળો, બટમોગરાનું ફુલ
વગેરે રસભરી બાળ વાતોનો સંગ્રહ
કિંમત ૦—૬—૦ ટપાલ ખર્ચ એક આનો.